ભારતોદય ગ્રંથમાળા — પુષ્પ ૧ લું.



# ગાંધી-વીણા

અને

## પાટીદાર જ્ઞાતિની ઉન્નતિની માર્ગ કથા.



ભારતોદય કાર્યાલય,
ભરૂચ અને સુરત.

સને ૧૯૨૪ — સંવત ૧૯૮૦

કીંમત ૦-૮-૦

# ગાંધી-વીણા.

(ત્રીભોવનદાસ રણછોડદાસ જંબુસરીઆ.)

## નિષ્કામ સેવા.

પ્રજા ઉપર કામની છાપ રહે એવું કરવું હોય તો ગોખલેજીના શબ્દોમાં, કામ કરનાર માણસે તે કામને માટે પોતાનુ જીવન સમજવુ જોઇએ. આવા કામ કરનારા લાવો, અને હુ ખાત્રી આપું છું કે દેશ જે દુઃખોથી પીડાઈ રહ્યા છે તેમાંથી તેઓ તેને મુકત કરશે.

## ધાર્મિક વૃતિની જરૂર.

મ્હેં આ જીવનના સુત્ર તરીકે સ્વીકાર્યું છે કે જ્યાં સુધી તેને (માણસને) ધાર્મિક ટેકો નહિ હોય, ત્યાં સુધી કોઇ પણ માણસે, પછી તે ગમે તેટલો મોટો હોય, તો પણ તેણે કરેલુ કોઈ પણ કાર્ય વાસ્તવિક રીતે ફલીભુત નહિ થાય.

## સ્ત્રીઓની સ્થિતિ.

સ્ત્રીઓને ઢીંગલીઓ કે ગુલામ ગણવાથી આખો સમાજ પક્ષઘાતનો ભોગ થઇ પડે. આ બાબત

સુધારકને હું એક સૂચના કરવાની હીંમત કરૂં છું કે કેળવણી આપીને આપણે સ્ત્રીને સ્વતંત્ર બનાવી શકવાના નથી; પરંતુ પુરૂષની તેના પ્રત્યેની દૃષ્ટિમાં અને તદનુસાર વર્તનમાં ફેરફાર થવાની જરૂર છે. કેળવણી જરૂરની છે. પણ તે સ્વતંત્રતા મળ્યા પછી. આપણી સ્ત્રીઓને તેમના યોગ્ય પદે ચડાવવા માટે તેમને અક્ષરજ્ઞાન મળી રહે ત્યાં સુધી બેસી રહેવું પાલવે તેમ નથી અક્ષરજ્ઞાન વિના આપણી સ્ત્રીઓ પૃથ્વીના પડ ઉપરની કોઇ પણ સ્ત્રીઓના જેટલીજ સંસ્કારી છે.

## સ્ત્રીકેળવણી.

જયાં સ્ત્રીઓને તાર માસ્તરનું કે ટાઇપીસ્ટનું કે બીબાં ગોઠવવાનું કામ કરવુ પડે ત્યાં સુવ્યવસ્થાનો ભંગ થયેલો હોવો જોઇએ. તે પ્રજાએ પોતાની શક્તિનું દેવાળું કાઢયું છે. તેઓ પોતાની થાપણ ઉપર રહેવા લાગી છે એવી મારી માન્યતા છે.

આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોયણ મટી આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખ—દુઃખની ભાગીયણ ન બને ત્યાં આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે.

## સ્ત્રીઓની થયેલી પૂજા

વિષયાંધ થઇ આપણામાંના કેટલાક સ્ત્રીને ઢીંગલી દેવી ગણી તેની પુજા કરે છે, ને જેમ ઠાકો રજીને આપણે પહોરે પહોરે નવીન આભુષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે. આ પૂજા દોષ માંથી પણ નીકળી જવું જોઇએ.

## આપણા ઉદ્ધારનો આધાર.

આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ઠીમાં ભાગ લેતી; આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૈકીક પ્રેરણા શક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે, ત્યારેજ આપણો ઉદ્ધાર સંભવે છે, તે પહેલાં નહિ.

## સ્ત્રીઓના શિક્ષક.

જ્યાંલગી બાળલગ્નની હાંસડી આપણે પહેરવી સરજીત હશે, ત્યાં લગી પુરૂષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવું પડશે. અને એ શિક્ષણ માત્ર અક્ષર નુંજ નહિ, ધીમે ધીમે રાજ્ય પ્રકરણી, સંસાર સુધારાના વિષયોમાં તેઓને પ્રવેશીત કરી શકાય છે. આ કરતાં અક્ષરજ્ઞાનની જરૂર જણાતી નથી. આવા પુરૂષે પોતાનું સ્ત્રી પ્રત્યેનું વલણ ફેરવવું પડશે.

## સમાજસેવા.

સમાજસેવા જો ધમાલ, આડંબર વિના કરવામાં આવે તોજ શોભી નીકળે; જમણા હાથે થતું કામ ડાબો હાથ ન જાણે, એવી રીતે કરેલી જ સેવા શ્રેષ્ઠ છે.

## માણસનો ખરો ધંધો.

માણસ જાતનો ખરો ધંધો એજ છે કે તેણે પોતાનુ ચારિત્ર્ય ઘડવું. કમાવવાને અર્થે કંઇ શીખવુંજ પડે એવું નથી. જે માણસજાતિનો રસ્તો કદી છોડતો નથી, તે માણસ ભૂખે મરતો નથી, અને તેવો વખત આવ્યે તે ડરતો નથી.

## ખરી કેળવણી.

પરોપકાર કરવો. બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરાએ મોટાઇ ન માની લેવી એ ખરી કેળવણી છે.

## મોંહાની સેવા.

મોંહા માણસોની સેવા કરવી એના જેવા ઉત્તમ માર્ગ બીજો શો હોય? ધર્મનો ઘણો સમાવેશ તેમાં થઈ જાય છે.

## સાધુસન્તો અને દેશસેવા.

હિંદુસ્તાન સારે નસીબે ધર્મબદ્ધ છે. એટલે દેશ

સેવામાં આ કાળે ધર્મની પરિસિમા છે એ ખ્યાલ ઉત્પન્ન થાય તો ધાર્મિક વૃત્તિવાળા માણસો રાજકીય કામમાં વધુ સંખ્યામાં જોડાય. જે કાળે સાધુ સન્તો આ પ્રકરણ હાથમાં લેશે, તે કાળે હિંદુસ્તાન ધાર્યો કાર્ય સહેલથી કરી શકશે, એવી મારી માન્યતા છે.

## રાષ્ટ્રની સેવા.

હું મારા કુટુંબની ભાગ્યેજ સેવા કરી શકતો હોઉં, તેવે વખતે આખા હિંદની સેવા કરવા બહાર પડવા વિચાર કરવો, એ મદ જ કહેવાય! હું મારા કુટુંબનેજ મારા પ્રયત્નનું લક્ષ્ય બનાવવું અને તેમ કરીને હુ એમ માનું કે હુ આખા રાષ્ટ્રની સેવા કરૂં છું, બલ્કે આખી માણસજાતની સેવા કરૂં છું તો તે વધારે સારૂં કહેવાય. આમાંજ નમ્રતા છે, આમાંજ પ્રેમ છે.

## બ્રહ્મચર્ય અને દેશસેવા.

બ્રહ્મચર્ય એ મહાવ્રત છે. તે વિના મનની ગાંઠ સજજડ થનાર નથી અબ્રહ્મચર્યથી માણસ એવીર્યવાન, બાયલો અને હીનો થાય છે. જેનુ મન વિષયમાં ભમે છે તેનાથી કશી દોઢ થવાની નથી. આ વાત અગણીત દાખલાથી બતાવી શકાય છે. ત્યારે ગરસંસારીએ શું કરવું એ સવાલ ઉભો થાય છે.

પણ તે ઉભો થવાની કશી જરૂર નથી- ઘરસંસારીએ સંગ કર્યો તે વિષય નથી એમ કોઇ કહી શકતું નથી. પ્રજાની ઉત્પત્તિનેજ ખાતર સ્વસ્રીસંગ કહ્યો છે, ત્યારે અત્યાગ્રહીને પ્રજોત્પતીની વાસના ન હોવી ઘટે. તેથી સંસારી છતા બ્રહ્મચર્ય પાળી શકે છે. આ વાત વધારે સ્પષ્ટ કરીને લખવા જેવી નથી. સ્ત્રીનો શો વિચાર છે? કેમ એ બધુ થાય? આ વિચારો ઉત્પન્ન થાય છે, છતાં જેને મહાકાર્યમાં ભાગ લેવો છે તેને એ સવાલનુ નિરાકરણ કર્યો વિના છુટકોજ નથી.

## હિંદનું ગૌરવ.

મારી માન્યતા છે કે પુર્ણતાની પ્રાપ્તિ હિંદમાંજ અતિ સુગમ છે.

## ઊત્તમ રાજ્ય.

વખતે તમો જાણતા હશો કે હું કોઇ પણ પ્રકારનાં રાજ્યને પસંદ કરતો નથી, મેં અનેકવાર કહ્યુ છે તેમ તેજ રાજ્ય સર્વોત્તમ છે કે જે ઓછામાં ઓછી સત્તા વાપરે છે; અને મને એમ જણાયુ છે કે બ્રિટીશ સામ્રાજ્યમાંજ મારા ઊપર કમીમાં કમી સત્તા ચલાવવામાં આવશે, અને તેથીજ હું બ્રિટીશ સામ્રાજ્યપ્રતિ વફાદાર રહું છું.

## નિર્ભયતાની જરૂર.

હિંદના મારા પર્યટન દરમ્યાન મને જણાયું છે કે હિંદ શિક્ષિત હિંદ, નિર્માલ્ય કરી નાખે એવા તાપમાં ઝકડાઇ ગયું છે..........જાહેરમાં બોલવા ટાણે આપણે જે વાતો ઉચ્ચારીએ છીએ તેમાં આપણે ખરેખર માનતા હોતા નથી.

મારૂં સ્વદેશાભિમાન મને એમ નથી શીખવતુ કે મારે દેશી રાજા નીચે તો રૈયત જેમ છુંદાય તેમ છુંદાવા દેવી. મારામાં બળ હશે તો હું તો દેશી રાજાઓના જુલમ સામે તેમજ અંગ્રેજી જુલ્મ સામે ઝુંઝીશ.

## સ્વદેશાભિમાનની વ્યાખ્યા.

સ્વદેશાભિમાન એટલે હુ દેશનું હિત સમજુ છું. જો દેશનું હિત ઇંગ્રેજને હાથે થતું હોય તો હું આજે ઇંગ્રેજને નમીશ.

## ખરૂં દેશાભિમાન.

દ્વેષભાવથી પોષાતુ દેશાભિમાન મારે છે, પરંન્તુ પ્રેમભાવથી પોષાતું દેશાભિમાન તારે છે.

## ધર્મ અને પ્રજાનું ઐકય.

હિંદુસ્તાનમાં ગમે તે ધર્મના માણસ રહી શકે છે તેથી કંઇ તે એક પ્રજા મરનાર નથી. નવા

માણુસો દાખલ થાય તે પ્રજાભંગ નથી કરી શકતા તેઓ પ્રજામાં મળી જાય છે. એમ થાય ત્યારેજ અમુક મુલક એ પ્રજા ગણાય. તે મુલકમાં બીજા માણુસોનો સમાસ કરવાનો ગુણુ હોવો જોઇએ. તેવું હિંદુસ્તાન હતું અને છે.

## સ્વદેશી.

આપણે સ્વરાજ્યનો રસ લઈ શકીએ તેના પહેલાં સ્વદેશી પ્રત્યે આપણને પ્રેમ તે ખરો પણ રાગ સુદ્ધાં થવો જોઇએ. આપણા કાર્યમાં સ્વદેશીની છાપ નજરે પડવી જોઇએ.

## સ્વદેશી ભાવના.

સ્વદેશી આપણામાં રહેલી તે ભાવના છે કે જે આપણને આપણી પાસેની પરિસ્થિતિનો ઉપયોગ કરવા અને તેની સેવા કરવા તથા દૂરની પરિસ્થિતિનો વિચાર કરવા પ્રેરે છે.

## અસંતોષ.

મી. હ્યુમ કહેતા કે હિંદુસ્તાનમાં અસંતોષ ફેલાવવાની જરૂર છે. તે અસંતોષ બહુ ઉપયોગી વસ્તુ છે જ્યાં સુધી માણુસ પોતાની ચાલુ સ્થિતિમાં રાજી રહે ત્યાં સુધી તેને તેમાંથી નીકળવાનું સમજાવવું એ મુશ્કેલીની વાત છે. તેથી દરેક સુધારાની પૂર્વે અસંતોષ હોવો જ જોઇએ.

## સહિષ્ણુતા.

તમને હિંદના ઉપકારની વાત સાંભળવી નથી ગમતી તે બતાવે છે કે હજુ તમારે સારૂ તો સ્વરાજ્ય છેટે છે. તમારા જેવા ઘણા હિન્દી હોય તો આપણે આઘા જઇ પાછા પડીએ.

## અરજીની મીમાંસા.

બરોબરીઓ માણસ અરજી કરે તે તેના વિનયની નિશાની ગણાશે. ગુલામ અરજી કરે તે તેની ગુલામીની નિશાની છે. જે અરજીની પાછળ બળ છે તે બરોબરીઆની અરજી છે; અને તે પોતાની માગણી અરજી રૂપે જાહેર કરે તે તેની ખાનદાની બતાવે છે.

## બળ.

બળ તે નિર્ભયતામાં રહેલું છે. શરીરમાં માંસના લોચા બહુ હોવામાં બળ નથી.

## કાયદા.

કાયદા આપણને પસંદ ન હોય તે પ્રમાણે આપણે ચાલવું એવું શિક્ષણ મરદાઇથી વિરૂદ્ધ છે, ધર્મ વિરૂદ્ધ છે ને ગુલામીની હદ છે.

## વર્તમાન પત્ર.

છાપાનું કામ, લોકોની લાગણી જાણવી અને તેને પ્રકટ કરવી, એ એક છે; બીજુ કામ લોકોમાં અમુક લાગણીઓ જરૂરની હોય તે પેદા કરવી એ

છે; ને ત્રીજુ કામ લોકોમાં એમ હોય તો તે ગમે તેટલી મુંશીબતો પડે તો પણ એ ધડક થઇ બતાવવી

બહુમતીની પોકળતા.

ઘણા માણસોએ કહ્યું તે થોડાએ કબુલ કરવું એ અનીશ્વરી વાતો છે; ને તે વહેમ છે. એવા દાખલા હજારો મળી આવશે જેમાં ઘણાંએ કહ્યું તે ખોટુ હોય છે ને થોડાએ કહ્યું એજ સચુ હોય છે.

સત્યાગ્રહીના લક્ષણ

અનુભવે જોઉં છું કે માણસ દેશહિતને કારણ સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવુ જોઇએ, ગરીબાઇ ધારણ કરવી જોઇએ, સત્યનું તો સેવન કરવું જ પડે, અને તેનામાં અભયતા આવવી જોઇએ.

દોલતનું વિષ.

પૈસો માણસને રાંક બનાવે છે. એવી બીજી વસ્તુ તે દુનીઆમાં વિષય છે એ બન્ને વિષમય છે. તેનો દંશ સર્પના દંશ કરતાં ભુંડો છે. સર્પ કરડે ત્યારે દેહ લઇને છુટકો કરે છે પૈસો અથવા વિષય કરડે છે ત્યારે દેહ, જીવ મન, બધુ લેતાં પણ છુટકારો થતો નથી.

ધનિક

જેમ સરકાર તેમજ ધનિક, તેને તો સતાવીએ ત્યારેજ તે જાગૃત થાય છે. તેને સતાવવાનુ એકજ સાધન છે તે તપશ્ચર્યા છે.

## સંપતિમાં નીતિની શિથિલતા

મને લગભગ બીન અપવાદ એવો અનુભવ થતો હતો કે જેની સંપતિ વિશેષ હતી, તેની નીતિ પણ તેના પ્રમાણમાં શિથિલ હતી.

## મોજ શોખજ વેઠ કરાવે છે.

આપણે જે વલખાં નાંખીએ છીએ તે શેર બાજરીના કે મુઠી ધાનના નહિ, પણ ખટ મધુરા સ્વાદ કરવાના, ટાઢ સહન થઇ શકવા પુરતાં જેવાં કપડાંના નહિ, પણ રેશમ કીનખાબના. જો આ લવરી મુકી દઇએ તો કુટુંબનાં ભરણ પોષણની ચીંતા થોડીજ રહે છે.

## ગરીબાઈની મીઠાશ.

જગતને વધારે નિરખું છું તેમ તેમ વધારે સમજાય છે કે તવંગર થવા કરતાં ગરીબ રહેવામાં વધારે આશ્વાસન છે.

ગરીબાઇનાં રૂપો વધારે સુંદર અને વધારે મીઠાં છે.

## ખોટી ચિંતા એટલે અભિમાન.

જેને વિષે આપણે ઉપાય નથી શોધી શકતા તે સહન કરવું. તમે તમારૂં કર્તવ્ય કર્યેજ જશો એટલે તમને સંતોષ રહેશે. આપણે આપણી ફરજ બજાવતાં છતાં આખી દુનિઆ શું કર્યા કરશે તેનું કેમ કરશું? તેનો વિચાર કરવો એ પણ અભિમાન ગણાય.

## ગુણદૃષ્ટિ.

દૃષ્ટિ કરતાં માણસોના ગુણ વિશેષ જુઓ. દૃષ્ટિથી તો આપણે બધા ભર્યાજ છીએ. એટલે આપણે માણસોના ગુણ શોધી તેનું જ મનન કરવું.

## માન.

જે માન આપતાં ન શીખ્યા તે માન લેવા પામતાં નથી.

મોટેરાંનું માન ન રાખીએ તો પ્રજાનો નાશ થાય, પણ મોટેરાં પોતાનું કર્તવ્ય ભૂલે તો પણ પ્રજાનો નાશ થાય. મોટાઇ કેવળ ઉમ્મરમાં નથી રહેતી, પણ મોટી ઉમ્મર હોવાથી મળેલા અનુભવમાં, જ્ઞાનમાં વૃદ્ધિ પામેલ ચતુરાઇમાં રહેલી છે. કેવળ ઉમ્મરની પૂજા કોઇ કરતું નથી.

## વફાદારી.

જુલમી અમલની સામે થવામાં વફાદારી છે; આંધળા અમલને વશ થવામાં બેવફાઇ છે.

## મેળાવડા અને પરિષદો

મેળાવડા અને ભાષણો યોગ્ય સ્થાને અને યોગ્ય વખતે શોભી શકે છે. પણ માત્ર મેળાવડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી

## સાર્વજનિક સંસ્થા

આપણી ઘણી ખરી બધી સંસ્થાઓ વિષે વાણી કૃતિ વિશેષ જોઇએ છીએ. આ વૃતિને ગૌણ રાખી

ક્ષત્રિય (સહાસિક) વૃત્તિને બ્રાહ્મણ (દીર્ઘદૃષ્ટિ) વૃતિને અને મુખ્યત્વે કરીને શુદ્ર સેવા) વૃતિને પ્રધાનપદ આપવાની આવશ્યકતા છે.

### સાર્વજનિક સંસ્થા અને ધન.

મારી તો ખત્રી છે કે સારાં કાર્યોને સારૂ આ ગરીબ હિંદમાં પણ પૈસો મળી રહે છે. કાર્ય સારૂ છે એમ સાબીત કરવુ એ કારભારીનું કામ છે.

### અનાથાશ્રમ

આ બાબતમાં આપણે મુકિતફોજ પાસેથી બહુ શીખવાનુ મળી આવે છે. તેઓ જે અનાથાશ્રમો ચલાવી રહ્યા છે તેને જીવ છે આપણા ( આશ્રમો ) પ્રમાણમાં નિર્જીવ છે. તેઓએ હજારો બાળકોને આશ્રય આપ્યા છે ને તેઓને મરદ બનાવ્યા છે.

આશ્રમમાં આપણે મહાન રાષ્ટ્રિય પદ્ધતિ પ્રમાણે કેળવણી આપી શકીએ, ઉદ્યોગો શીખવી. જે ધંધા નષ્ટ થતા જાય છે તેને બચાવી લઇએ, આવી વ્યવસ્થાને પરિણામે આજના અનાથ બાળકો તે કાલના પોતાના આશ્રમના શિક્ષકનો, કારીગરોનો નેતા બની શકે છે. આવા અનાથાશ્રમમાંથી આપણે આપણા વાતાવરણને યોગ્ય એવું હિન્દરક્ષક લશ્કર ઉત્પન્ન કરી શકીએ છીએ.

## શુદ્ધ આનંદનું સ્થાન.

જ્યાં નિર્દોષ બુદ્ધિ છે ત્યાં શુદ્ધ આનંદ છે.

## ખરો સુધારો

સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે. ફરજ બજાવવી તે નીતિ પાળવી એ છે. નીતિ પાળવી એ આપણા મનને તથા આપણી ઇંદ્રિયોને વશ રાખવી એ છે. આજ "સુ" એટલે સારો "ધારો" છે, તેથી જે વિરૂદ્ધ તે કુધારો છે.

## હાલનો સુધારો.

મારો ખાસ અભિપ્રાય છે કે હિંદુસ્તાન અંગ્રેજથી નહિ, પણ આજ કાલના સુધારા નીચે કચરાયેલું છે. તેની ઝડપમાં તે આવી ગયું છે.

## વિનાશનું મૂળ સ્ખલન.

જ્યાં ઘણા લોકો વગર મોતે મરતાં હોય ત્યાં ધર્મનો કર્મનો, આચારનો અભાવ હોવાનો સંભવ છે.

## અંત્યજ વર્ગ.

અંત્યજ વર્ગનો પ્રશ્ન ઓછી અગત્યનો નથી. હિંદુ સમાજમાં જે અધમ દશાને તેઓ પામ્યા છે તેમાંથી તેમનો ઉદ્ધાર કરવો એ હિંદુધર્મ ઉપરનું એક કાળું કલંક દૂર કરવા બરાબર છે.

હિંદુ ધર્મની વિદ્યાની અતિશયતનો સચોટ દાખલો અંત્યજો તરફનું આપણું વર્તન છે.

## અસ્પૃશ્યતા અને સ્વરાજ્ય.

આ અસ્પૃશ્યતાના દોષમાંથી આપણે મુક્ત નથી થયા ત્યાં લગી આપણે સ્વરાજ્ય ભોગવવા લાયક છીએ કે નહિ એ મોટો પ્રશ્ન રહેશે. ગુલામના માલીકો જો સ્વરાજ્ય ભોગવવા લાયક કહી શકાય તો આપણે ભલે હોઇ શકીએ.

અત્યારે હિંદુધર્મ ઉપર ભુસી ન શકાય એવી આ એક કાળી ટીલી છે. તે તે કલંક અનાદિ કાળથી ઉતરી આવ્યું છે એમ માનવાને હું ના પાડું છું.

## શાસ્ત્રનો આધાર.

આપણા વર્તનનો બચાવ આપણે ન્યાયપુર્વક ન કરી શકીએ તો શાસ્ત્રનો આધાર નિરર્થક છે. શાસ્ત્રો બુધ્ધિથી ને નીતિથી પર ન હોઈ શકે. જો બુધ્ધિ અને નીતિનો ત્યાગ કરવામાં આવે તો ગમે તે પાખંડનો ધર્મને નામે બચાવ થઈ શકે.

## આચાર અને વિચારનો ભેદ-

હું બહુ મનન કરતાં જોઉં છું કે આપણી કેટલીક કહેવતો ને ચાલતી શીખામણો કેવળ ધર્મ વિરૂધ્ધ છે. જેને સર્વોપરી પુસ્તક માનીએ છીએ તેને વ્યવહારમાં કોરે મુકી દઈએ છીએ. જેટલું જોર મારામાં હોય તે બધું આવી રહેણી સામે અજમાવવાનો ઉદ્દેશ રાખ્યો છે.

## કર્મ.

જ્યાં ધર્મ નથી ત્યાં વિદ્યા નથી, આરોગ્ય નથી. ધર્મ રહિત સ્થિતિ સર્વ શુષ્કતા છે, સંર્વ શૂન્યતા છે.

## શત્રુને મ્હાતની ધર્મ્ય રીત.

શત્રુને મારી રાજ્ય કરવું એ તુચ્છ ઇચ્છા છે. શત્રુને આપણા મતનો બનાવી તેને મિત્ર બનાવવો ધર્મ છે.

## ભયનું પરિણામ.

આપણે આજે નામર્દ છીએ તેનું કારણ આપણને મ્હાર કરતાં આવડતું નથી, એ નથી; પરન્તુ આપણે મરતાં ડરીએ છીએ, એ છે. આજ મરણની ભીતિથી ખરો કે ખોટો ભય આવતાં નાસી જાય છે, છતાં જે હરઘડી એમ ઇચ્છે છે કે બીજો કોઇ પુરૂષ ડરાવનાર પુરૂષનો નાશ કરી ભયને દૂર કરે, તે જૈનધર્મના પ્રચારક મહાવીરનો કે બુદ્ધનો, કે વેદનો અનુયાયી હોઈ ન શકે.

## કાયાનો જુઠો મોહ.

એક લક્ષમાં લેવાનું નાના મોટાને બધાને રહ્યું છે તે એ કે, કાયાને આપણે રોકી શકતા. તેથી તેને જતી કરી પરમાર્થ પરોવાઈ આત્મસિદ્ધિ કરવી.

## લગ્ન.

દેશ કાળ વિચારતાં એમ માનું છું કે હાલ તો ઘણા જ થોડા હિંદીએ પરણવાની જરૂર છે. પરણવાનો

અર્થ પણ બહુ ઉંડા છે. વિષય ભોગવવા ને ખાતર જે મનુષ્ય પરણે છે તે પશુ કરતાં હીન છે...આમ વિચારતાં જે પ્રજા હાલ ઉત્પન્ન થાય છે તે વિષયની ઉત્પત્તિ છે. આથી જ પ્રજા હીન અને નાસ્તિક થાય છે તથા રહે છે.

### આત્મા

આત્મા કરતાં દેહ વહાલો ન થવો જોઈએ. જે આત્માને જાણે છે તે દેહથી જુદો છે એમ જાણે છે. તે દેહની હિંસક રક્ષા નહિ કરે. આ બહુ અઘરૂં કામ છે પણ જેના સંસ્કાર અતિ પવિત્ર છે તે સહેજે સમજે છે ને તે પ્રમાણે કરે છે દેહમાં રહી તેજ આત્મા સારૂ અથવા ખરાબ કરી શકે છે એ માન્યતા બહુ ભુલ ભરેલી છે ને તેવી માન્યતાથી દુનીઆમાં અઘોર પાપ થયાં છે ને થાય છે.

### કુશળ મોત.

જેને હું કલ્યાણ માનુ છું તે કરતાં કરતાં જીંદગીનો ભોગ આપવો પડે તો બીજું કુશળ મોત કયું ?

### મરણ.

મરણપર્યંત આશાથી અઘટિત ન થાય એ ઇચ્છવું બસ છે. ને તેમ સૌને થઈ જાય તેની ચિંતા રાખવી ઘટે છે.

## વ્યાયામ.

શરીર આત્માને રહેવાનું સ્થાન હોવાથી તીર્થ ક્ષેત્ર છે ને તેની સંભાળની જરૂર છે.

## સંગીત.

સંગીતની અસર આપણી ઉપર બહુ થાય છે, એનો આપણને આબેહુબ ખ્યાલ નથી રહ્યો, નહિ તો સંગીત આપણા બાળકોને ગમે તેમ કરીને આપણે આપ્યું હોત. પ્રજા જાગૃતિને સારૂ સંગીતને સ્થાન હોવું જોઈએ.

## ડ્રિલ.

જો કોઇ પણ પાશ્ચાત્ય વસ્તુની નકલ કરવી યોગ્ય હોય તો 'ડ્રિલ'ની નકલ કરવા જેવું છે, એમ મને લાગે છે. એક મિત્રે ટીકા કરેલ કે આપણને ચાલતાં આવડતું જ નથી અને એકઠા થઇને રીતસર ચાલવાની તો મુદ્દલ ખબર નથી. આવી ડ્રિલનો કેવળ લડાઈમાં જ ઉપયોગ છે એવું કાંઈ નથી ઘણા પરોપકારી કામોમાં ડ્રિલનો ભારે ઉપયોગ થઇ શકે છે.

## રાષ્ટ્રીય કેળવણી.

સ્વરાજ્ય આજે મળો કે કાલે-રાષ્ટ્રીય કેળવણી વિના તે નિભવાનું નથી.

રાષ્ટ્રીય કેળવણીમાં (૧) શિક્ષણ માતૃભાષાદ્વારા હોય. (૨) શિક્ષણ વચ્ચે ને ઘરસંસાર વચ્ચે એકતા અથવા અનુસંધાન હોય, (૩) શિક્ષણ પ્રજાના મોટા

સમૂહની હાજતો પુરી પૂડનારૂં હોય (૪) શિક્ષકો પ્રથમ શ્રેણીને સારૂ તો જરૂર ચારિત્રવાન હોય,(૫) શિક્ષણ મફત હોય, (૬) શિક્ષણ ઉપર પ્રજાનો પુરો અંકુશ હોય.

## વિદ્યા.

વિદ્યા ધર્મ વડેજ શોભે છે, સત્ય એ પોતેજ ધર્મ છે અને એને શોભાવવા બીજાની જરૂર પડતી નથી. પણ વિદ્યા એટલે અક્ષરજ્ઞાન હોય તો તેમાં શોભા રહેતી નથી, કારણ કે એ તો માત્ર સાધન રૂપ છે.

## કેળવણી.

કેળવણી એક એવી વસ્તુ છે કે જેને માટે એકલા પૈસાનો નહિ પણ શરીરનોયે ભોગ આપવો પડે છે.

## આત્મજ્ઞાન.

અક્ષરજ્ઞાન મેળવ્યા વિના આત્મજ્ઞાન તદ્દન શક્ય છે.

## કેળવણી

કેળવણીને આજીવિકાનું દ્વાર ગણવું એ મારી અલ્પમતિ પ્રમાણે તુચ્છ વૃત્તિ છે. આજીવિકાનું દ્વાર-સાધન શરીર છે.

## શિક્ષણનું કાર્ય.

વિદ્યાનું દાન પ્રધાન અને આજીવિકા ગૌણ. જો આટલું પરિવર્તન થાય તો તેટલે દરજ્જે અને માત્ર તેટલેજ દરજ્જે હિંદી પ્રજા કાંઈક મેળવશે.

## કેળવણીનો આદર્શ.

જો મારા સદ્‌ગુણોનું અનુકરણ તમે કરો, સદ્‌ગુણમય તમારું જીવન બની જાય, તો કેળવણીનો મારો આદર્શ તમે પૂર્ણ કર્યો છે. આ ગુણોથી સજ્જ થઈ તમે આજના કોઈ પણ ખૂણે-ખાંચરે તમારું ગુજરાન મેળવી શકશો, અને આત્મજ્ઞાન-ઈશ્વરજ્ઞાન મેળવવાને રસ્તે ચડી શકશો.

## શિક્ષણ.

શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ, પરંતુ ચારિત્રની ખીલવણી-ધર્મભાવનાનું જ્ઞાન—એ મત મારા સઘળા અનુભવના વાંચનથી મજબુત થાય છે

## ખરો અભ્યાસ.

જે માણસ પોતાની ફરજ બજાવે છે તે સદાય અભ્યાસ કરે છે.

સારી રહેણી રહેતાં શીખવું એ અભ્યાસ છે, બાકી બધું મિથ્યાભ્યાસ.

## શિક્ષકે.

પ્રાથમિક શાળાના શિક્ષકો પોતાની શક્તિ ઉપરાંત પરિણામ બતાવી શકે છે, એ આપણી ભવ્ય સભ્યતાનું ફળ છે એમ હું માનું છું.

## કોલેજની ખર્ચાળ વ્યવસ્થા.

મારી માન્યતા છે કે કોલેજ, હાઈસ્કૂલ વગેરેમાં [illegible]માં આ [illegible] ન [illegible] થઈ [illegible]

એવું ખર્ચ કરવામાં આવે છે. તેને બદલે જો પ્રાથમિક કેળવણી, સૃષ્ટિસૌન્દર્યનો કંઇ પણ ખ્યાલ રહેતો હોય અને આરોગ્યની સંભાળ રહેતી હોય એવી જગ્યાએ સુશિક્ષિત, પીઠ અને નીતિમાન શિક્ષકો મારફત આપવામાં આવે તો થોડી મુદતે આપણે ઘણા મહત્વના પરિણામો જોઈ શકીએ.

## ક્ષત્રિત્વ કેળવણી

આપણી કેળવણીમાં ક્ષત્રિયકળાને સ્થાન નથી; અને પોતાને તે દુઃખની વાત નથી. મેં તો અનાયાસે પ્રાપ્ત થયેલું સુખ માની લીધું છે. પણ પ્રજાને હથીઆર વાપરતાં શીખવું હોય તેને પ્રસંગ મળવો જોઇએ. પણ તે તો કેળવણીક્રમમાં વિસરાઈ ગયેલું જ જણાયું છે.

## ભાષાની શક્તિ.

ભાષાઓ તે લોકોના ચારિત્ર્યનું પ્રતિબિંબ છે. દક્ષિણ આફ્રિકાના સીદી લોકોની ભાષા જાણનાર તેઓના રીતરિવાજ વગેરેનું જ્ઞાન મેળવી લે છે. ગુણ કર્મ પ્રમાણે ભાષા બંધાય છે. જે ભાષામાં વીર્ય, સત્ય, દયા આદિ લક્ષણ નહિ હોય તે ભાષામાં વીર, દયાવાન અને સત્યવાદી પુરૂષો નહિ થાય એમ આપણે બેધડકપણે કહી શકીશું; પણ કોઈનું દીધું નથી ચડતું પણ પોતામાં હોય તો કટાઇ ગયેલું છતાં કાટનું આવરણ ઉતરે પ્રસરી નીકળે છે. આપણે ઘણા ઝાળ

હાસત્વ ભોગવ્યું છે, તેથી આપણામાં વિનયની અતિ-શયતા સૂચવનારા શબ્દોનો ભંડાર ઘણો વધારે જોવામાં આવે છે.

## માતૃભાષા.

આપણી શાળાઓ અને વિદ્યાલયો આપણુને માતૃભાષાદ્વારા શિક્ષણ આપતી ન થાય ત્યાં સુધી આપણે જંપીને બેસવું નહિ.

માતૃભાષાનો નિરાદર માતાના નિરાદર સમાન છે. જે માતૃભાષાનો નિરાદર કરે છે તે સ્વદેશભક્ત કહેવાને લાયક નથી.

## ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ.

જેમ જેમ આપણો અંગ્રેજી અભ્યાસ વધે છે તેમ તેમ આપણે પ્રજાને ભૂલતા જઇએ છીએ ને તેમને સમજાવવાની શક્તિ ઓછી થતી જાય છે.

મને ઇંગ્રેજી ભાષાનો દ્વેષ નથી. તેમાં અખુટ ભંડાર ભર્યો છે. તે રાજભાષા છે; જ્ઞાનદ્રવ્યથી ભરેલી છે, પણ બધા હિન્દીઓને તે શીખવાની જરૂર નથી એવી મારી માન્યતા છે.

ઇંગ્રેજી ભાષા રાખવાની જરૂર છે એવી માન્યતાને લીધે આપણે ગુલામ બની રહ્યા છીએ. આપણે ખરી દેશસેવા માટે નાલાયકજ થયા છીએ. આમ માનવાની ટેવ આપણુને ન પડી હોત તો આપણે

સહજ સમજી શકાત કે ઇંગ્રેજી ભાષા શિક્ષણનું વાહન હોવાને લીધે આપણી બુદ્ધિ (સૂતકી) અસ્પર્શ થઇ ગઇ છે. આપણે જનસમુહથી નીરાળા પડી ગયા છીએ. આપણા દેશના મહા સુંદર મગજ પાંજરામાં પુરાઇ રહ્યા છે.

### ડીગ્રીનો મોહ.

આપણને ડીગ્રીનો ભારે મોહ છે. ઉતીર્ણ થવા ઉપર આપણા જીવનનો આધાર રાખીએ છીએ. આખી પ્રજાને નુકશાન થાય છે. ડીગ્રી એ સરકારી નોકરીઆત વર્ગનેજ કામનીજ છે. એ આપણે ભુલી જઇએ છીએ, પણ પ્રજાની ઇમારત કંઇ નોકરીઆત વર્ગપર ચણવાની નથી.

### પશ્ચિમની કેળવણી.

જેઓ પશ્ચિમની કેળવણી પામ્યા છે, ને તેના પાસમાં જે આવ્યા છે તેજ ગુલામીમાં ઘેરાયા છે.

### ઇતિહાસની કીંમત.

તવારિખમાં ન જોયું હોય તે ન બને એમ માનવું એ હીણપણ છે. જે વાત આપણી અક્કલમાં આવી શકે તે આપણે છેવટે અજમાવવી તો ઘટેજ છે.

### વિદ્યાર્થી.

વિદ્યાર્થીઓએ પક્ષાપક્ષથી દૂર રહેવુ જોઇએ. તટસ્થ રહીને પ્રજાના બધા આગેવાનો તરફ પુજય ભાવ રાખવાની આવશ્યકતા છે; આગેવાનોના ગુણ

.હેમની સરખામણી કરવાનું કાર્ય નથી. વિદ્યાર્થી તો ગુણગ્રાહી જ છે. તે ગુણની પુજા કરે છે.

## વિદ્યાર્થી અને રાજનીતિ

વિદ્યાર્થી વર્ગ આપણા દેશની રાજનીતિના વિષયો ઉપર જાહેર સભાઓમાં ભાષણો આપે એ મારે મને તો પ્રજાની પ્રગતિનું ખાસ સારૂ ચિન્હ નથી, પરંતુ તેથી એમ નથી સમજવાનું કે તમારે તમારા વિદ્યાર્થીજીવન દરમ્યાન રાજનીતિનો અભ્યાસ ન કરવો. રાજનીતિ એ આપણાં જીવનનું એક અંગ છે. આપણે આપણી રાષ્ટ્રીય સંસ્થાઓ સમજવી જોઇએ, આપણી રાષ્ટ્રીય પ્રગતિ અને તે બધી બાબતો જાણવી જોઇએ.

## વિદ્યાર્થી અને પોષક તત્વ.

આજે તો આમ થાય છે, રાજકીય જીવનનો ઘણો ભાગ વિદ્યાર્થીજીવનમાં જ હોય છે, જયારથી વિદ્યાર્થીઓ કૉલેજ છોડી જાય છે, અને વિદ્યાથી મટી જાય છે, ત્યારથી તેઓ અંધકારમાં પડી જાય છે, અને તેઓ કંગાળ અને તુચ્છ પગારની નોકરી શોધે છે· તેઓને પોષક તત્ત્વની સ્વતંત્રતાની–માહિતી .હોતી નથી.

## માબાપની ફરજ

આપણે આપણા છોકરાઓને ખોરાક કે વસ્ત્ર

આપવાની આપણી ફરજ સમજીએ છીએ તેવીજ રીતે કેળવણી આપવી તે પણ પ્રત્યેક માબાપની ફરજ સમજવાની છે.

### ખરૂ સ્વરાજય.

આપણે આપણી ઉપર રાજય ભોગવીએ તેજ સ્વરાજય છે, અને એ સ્વરાજય આપણી હથેલીમાં છે.

### સ્વરાજય.

એમાંથી (સત્યાગ્રહ અને શસ્ત્રક્રિયા) એકે વિના સ્વરાજયનો કે લોકોની જાગૃતિનો સંભવ નથી. ક્રિયા વિના મળેલું 'સ્વરાજય' સ્વરાજ નહિ હોય. લોકોની ઉપર એવા સ્વરાજની અસર કંઇજ ન થઇ શકે. પોતાનું બળ અનુભવ્યા વિના કંઇ જાગૃતિ થવાની જ નથી. આગેવાન ગમે તે કહે, સરકાર ગમે તેમ મથે. છતાં જો તેઓ અને આપણે બધા સત્યાગ્રહને પ્રધાનપદ ન આપીએ તો શસ્ત્રક્રિયાનું જોર તેની મેળેજ વધશે.

સત્યનો ત્યાગ કરવાથી હિંદુસ્તાનને સ્વરાજય મળતું હોય તો તે નકામું છે. તેમાં છેવટે પ્રજાનો નાશજ છે.

### બાહ્ય અને આંતરિક પ્રવૃતિનો મેળ.

આપણી ચળવળ બેવડી હોવી જોઇએ. સરકારને અરજીઓ ભલે કરાય, વડી ધારાસભામાં ભલે હક્ક

મંગાય, પણ આ કાર્યો કરતાં લોકજાગૃતિને સારૂ આંતરિક ચળવળની વધારે અગત્ય છે બાહ્ય પ્રવૃતિમાં દંભ સ્વાર્થ વિગેરે દાખલ થવાનો સંભવ છે આંતરિક પ્રવૃતિમાં તેમ થવાનો ઘણો ઓછો સંભવ છે આંતરિક પ્રવૃતિ વિના બાહ્ય પ્રવૃતિ શોભશે નહી એટલુંજ નહી પણ તે નિરર્થક જવાનો સંભવ છે.

ભૂલ કરવામાં રહેલી સુધારણા.

જેને ભૂલ કરવાનો હક્ક નથી તે કદિ સુધારો કરી શકવાના નથી. ભૂલ કરવાની છૂટ અને તે સુધારવાની સત્તા એજ સ્વરાજયની વ્યાખ્યા છે.

એકાગ્રતા.

એક કામ પૂરૂં ન થયું હોય ત્યાં સુધી તેને માટેજ જીવવું અને તેને માટેજ મરવું એ મારો સિદ્ધાંત છે.

ન્યાયવૃત્તિ.

આપણી સ્વતંત્રતા આપણે ચહાતા હોઇએ તો બીજાની છીનવી લેવાનો આપણને અધિકાર નથી.

ઇંગ્રેજ પ્રજા.

ઇંગ્રેજ પ્રજા સાહસિક છે તેનામાં ધાર્મિક વૃત્તિ રહેલી છે. તેનામાં પોતાને વિષે અડગ શ્રદ્ધા છે; તે વીરોની પ્રજા છે, પણ તેનામાં વ્યાપારવૃત્તિ પ્રધાનપદ ભોગવે છે. લક્ષ્મી સંપાદન કરતાં હંમેશાં સાધનની યોગ્યતા વિષે તેણે વિચાર નથી કર્યો

અંગ્રેજ પ્રજા સાહસિક છે, એ કેવળ તેના પશુ-બળથી જ નથી. તેનામાં કળા છે, કૌશલ્ય છે, દીર્ઘ દૃષ્ટિ છે, ચતુરાઈ છે, ડહાપણ છે

અંગ્રેજ પ્રજાએ ઘણા પુણ્ય કાર્યો કર્યાં છે, તેને સારૂ પ્રભુ તેનું ભલું કરો! પણ અંગ્રેજ પ્રજાને નામે ઇંગ્રેજી અધિકારીઓએ હિંદુસ્તાનને શસ્ત્રરહિત કરી જે અઘોર પાપ કર્યું છે તે જો હજુ અધિકારી વર્ગ નહિ ચેતે તો તેના બધા પુણ્યને ધોઈ નાંખશે.

## બ્રિટિશ સામ્રાજ્ય.

બ્રિટિશ સામ્રાજ્યના જે અમુક આદર્શો છે તેને હું ચાહું છું, અને તેમાંનો એક આદર્શ આ છે કે બ્રિટીશ સામ્રાજ્યની દરેક પ્રજા પોતાની શકિતનો ઉપયોગ પોતાની પ્રતિષ્ઠાનુ રક્ષણ, અને પોતાના અંતઃકરણને અનુકુળ આચરણ કરવામાં પુરે પુરી છુટ ભોગવે. મને લાગે છે કે બ્રિટીશ સામ્રાજ્ય માટે આમ કહેવું વ્યાજબી છે, પરંતુ બીજા કોઈ રાજ્ય માટે તેમ કહી શકાય નહી.

## ખરૂં હિંદુસ્તાન.

જ્યારે હિંદુસ્તાન ઇંગ્રેજી બનશે ત્યારે તે હિંદુસ્તાન નહિ કહેવાય પણ ખરેખર ઇંગ્લીશસ્થાન કહેવાશે.

જો હિંદુસ્તાન અંગ્રેજ પ્રજાથી નકલ કરે તો હિંદુસ્તાન પાયમાલ થઈ જાય એમ મારો તો ખાસ વિચાર છે.



'ભારતોદય' સાપ્તાહીક પત્રના

# જાહેર ખબરના ભાવ.

| | ૧૨ માસ | ૬ માસ | ૩ માસ | ૧ માસ | ૧ વખત |
|---|---|---|---|---|---|
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| ૧ પેજ | ૬૦૦ | ૩૧૦ | ૧૫૫ | ૫૫ | ૧૫ |
| ૦॥। ,, | ૩૧૦ | ૧૫૫ | ૮૦ | ૩૦ | ૧૦ |
| ૦॥ ,, | ૧૫૫ | ૮૦ | ૪૫ | ૧૮ | ૬ |
| ૦। ,, | ૮૦ | ૪૫ | ૨૭ | ૧૨ | ૪ |
| ૧ ઇંચ | ૩૦ | ૧૭ | ૧૦ | ૩ | ૧ |

'ભારતોદય' ગ્રંથમાળાની જાહેર ખબરના
ભાવ દર પુસ્તકે
આખા પેજના ૫) અર્ધા પેજના ૩)

## સૂચના.

કેવી જાહેર ખબર લેઇ દાખલ કરવી તેનો સંપૂર્ણ હક્ક અમારે સ્વાધીન છે.

કોંટ્રાકટની જાહેર ખબરના નાણું દર ત્રણ મહીને અગાઉથી લેવામાં આવશે.

ત્રણ માસની અને તેની ઉપરની મુદતની જાહેર ખબર આપનાર ગ્રાહકોને દર મહીને ૧ વખત ફેરફાર કરવાનો હક્ક

રહેશે ૧૨ માસનો કોંટ્રેક્ટ કરનારને ૧ માસમાં બે વખત ફેરફાર કરવાનો હકક રહેશે. વધુ ફેરફારનો ચાર્જ દર વખતે રૂ૦ ૨) લેવામાં આવશે.

# ભારતોદય ગ્રંથમાળા વિભાગ

## ભારતોદય ગ્રંથમાળાના ઉદ્દેશો.

પુણ્ય સદૈવ બળીને ઉત્થાન પામે છે પાપ સદૈવ બળીને ભસ્મીભૂત થાય છે.

હ્રદયની આગ એક પવિત્ર હુદની આગ છે. કોઈ પણ દેશ જાતિ વ્યકિત જો પોતામાં આઝાદી હોય સ્વાભિમાન અને સ્વાત્મબળનો અંશ હોય તો ખાત્રી પુર્વક પોતાના હ્રદયની આગથી દેશનો અને પોતાનો ઉદય કરી શકે.

નોકરશાહી સીંહના પંજામાં સપડાયલી શસ્ત્ર-હીન દૈવી ભારત માતાના ઋષિ સંતાનોમાં આવીજ આગથી અર્ધશતક વર્ષ પૂર્વે ભારત ઉદયની રશ્મિઓ ફુટી તે અપુર્વ સમયે ભારતના આંગણે તત્વ-જ્ઞાનનાં મંદીર મંડાયા રામકૃષ્ણ પરમહંસે ધર્મજ્ઞાન અને ભક્તિના અમ્રત સીંચ્યા સ્વામી વીવેકાનંદે ભારતના નવયુવકોમાં નવજીવન રેડયું ત્યાગ અને

સેવાના અણુમુલા બીજ રોપ્યાં સ્વામી રામતીર્થે તત્ત્વમસિના પાઠો પઢાવ્યા ત્યારથી ભારતની ઉષા પ્રકટી.

અલ્લાઉદ્દીન ખીલજી અને નાદીરશાહી જમાનાને આંટી જનારી પેલી કલંકીની હત્યા ડાયર શાહી આજે સમસ્ત વીર ભારત સંતાનોના હૃદયમાં આગ પ્રકટાવવાનું નીમીત્ત થઈ પડી.

શુભ સમયે આ આગ અખિલ ભારતમાં ફેલાઈ વળી અને સમસ્ત ભારત વર્ષને ઉદયના માર્ગે દોરી ગઈ.

સ્વરાજ્ય, સ્વદેશી, અને રાષ્ટ્રીય શિક્ષણ એ ત્રણ ધોરી માર્ગ ઉદ્ભવ્યા અને પ્રાતઃ સ્મરણીય જેલયોગી બાપુજીએ નિષ્કંટક અને સ્વચ્છ, શુદ્ધિ નો બનાવી નવીનતા પુરી એ હૃદયની આગને સદૈવ ધગધગતી રાખવા ભારત સંતાનોમાં નવચેતન પ્રેરે એવા શુદ્ધ શિષ્ટ રાષ્ટ્રીય સાહિત્યના ગ્રંથો, સ્વતંત્રતા દેવીને ચરણે પડેલા અને અને કુરબાન થતા શુરા વીરનરોની વીર કથનાઓ, નાટય ગ્રંથો અને અનુવાદો સસ્તા સાહીત્ય રૂપે દર પુષ્પ દીઠ ૦-૪-૦ આનાની જુજ કીમતે "ભારતોદય" ગ્રંથમાળાના ગ્રાહકોની અને પ્રજાની સેવામાં રજુ કરવામાં આવશે.

સર્વ ગ્રંથો જેમ બને તેમ સુશોભીત કરવા ભારે પરિશ્રમ લઈશું.

આખા વર્ષ દરમ્યાન બાર પુષ્પથી વધારે પ્રગટ થશે નહી. વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે ૩-૦-૦ રહેશે. બે પુષ્પના ૦-૮-૦ અગાઉથી મોકલનારને સ્થાયી ગ્રાહક ગણવામાં આવશે.

ગ્રંથમાળાના ગ્રાહકોને અગાઉથી પૈસા લઈ જોઈએ તેટલી નકલો જોઈએ તેટલીવાર પોણી કીમતે મળશે.

" ભારતોદય " પત્રના ગ્રાહકોને કબુલત આવેથી ગ્રાહક તરીકે નોંધવામાં આવશે

**ગાંધીવીણા** ૦ ૪-૦ પુષ્પ ૧ લુ બહાર પડી ચુક્યું છે. સાથે પાટીદાર કોમની ઉન્નતિના માર્ગો એ નામની પત્રીકા પણ વધારવામાં આવી છે.

**ભગવાનની લીલા** અરવીંદ ઘોષ કૃત ૦-૪-૦ પુષ્પ ૨ જુ આવતા માસમાં બહાર પડશે આ ઉપરાંત.

**બુદ્ધગીતા, સ્વાધીનતાની દેવી, ગુલામી, વિશ્વબોધ, નાષ્ટ્રીયસ્વરાજ, અંત્યજોદ્ધાર, માતા વનદેવી વીગેરે પુસ્તકો ક્રમે ક્રમે બહાર પડશે**

---

# ભારતોદય પ્રાપ્તિ વિભાગ

અમારે ત્યાં પ્રેસને લગતું તમામ કામ કરી આપવામાં આવે છે અને નવજીવન નવયુગ યુગધર્મ અને બીજાં કાર્યાલયના પુસ્તકો પણ મળશે.

**લા૦ કે૦** દરેક જાતના પત્ર વ્યવહાર માટે ૧ આનાની ટીકીટ બીડવી

# પાટીદાર જ્ઞાતિની ઉન્નતિની

## માર્ગ કથા.



૧ મારા ભાઇઓ ને બહેનો મારી સમજ પ્રમાણે હું આપને બે બોલ કહું તે શાન્તીપણે સાંભળવા તસ્તી લેસોજી.

૨ આપણી પંચ તશલસાના એકડા મતલબ કે તરાલસાના ગુલામ રહી તેમ કેટલુક અપમાન સહી દંડ નામથી લુટાવ છો. વળી આજકાલ લગભગ સીન્તેર પોણોસો વરસ થયાં લુટાયા કરી છતાં હીસાબ માગતાં બહાર પાડતા નથી.

૩ આપણાં છોકરાં સુખી થવાને માટે નહીં પણ દુઃખી કરવાને માટે જણાય છે કારણ કે તેવા દંડોની સીલીકનો ખોટો કે ખરો ઉપયોગ થાય છે તેની દેખરેખ નથી જેથી છોકરાં તેમ કુળવાનો સુખી નહીં થતાં દુખી નજરે જણાય છે માટે તેવી રીતે હું આપની પાસે દંડ કે ગુલામગીરી કરાવવા માગતો નથી કે હાકમાઇ તરીકે કહાવવા માગતો નથી. હું તો આજ રોજે આપના ગામે ભીક્ષુક તરીકે આવ્યો

છુ' વળી આ આત્મા દેશ સેવા તરીકે ભોગ આપવો જોઇએ સમજી મધ્ય પ્રાંતોમાં નાગપુર સેન્ટ્રલ જેલમાં ભારત માતાની લાજ છુટાવાથી ગયો તો ત્યાં મારી આત્માનો ભોગ બે દૈવાનો આપતો હતો ને તે આપવા મારી ખુશી પણ હતી. કારણ કે હું સમજતો હતો કે, જેલમાં મરે તે મોક્ષ પામે; જેલ ભોગવી આવે તે સ્વર્ગ પામે; ને માફી માગે તે નરકે જાય. એવું મારા મગજમાં સમજવામાં આવ્યું કે જેલમાં સ્વર્ગ-નર્ક-ને મોક્ષ એ ત્રણે મારગ છે એ સમજી હું ગયેલો પણ આ આત્માને પરમાત્માએ નર્કમાં નહીં મોકલ્યો. તેમ મોક્ષમાં પણ નહીં મોકલ્યો. આ પાપીનો અપરાધી આત્માને સ્વર્ગમાં અંતરીઆર લટકાવી મુકો માટે શું રસ્તો ખોળવો તે જેલજાત્રા આવ્યા પછી એકાંત ત્રીજે માળે બાળીઆ પર તેમ અગાસીમાં વીચારરૂપી ચીંતાથી ઉંઘ નહીં આવવાથી એકલો સુતાં સુતાં વીચાર શકતીમાં જીવ ભમ્યા કરતો. એજ વીચાર શકતીથી પરમાત્માએ વીચાર સુઝાડયો કે તું પ્રથમ તારા ગામમાં તેમ તારી જ્ઞાતીમાં તેમ બીજા ગામોમાં ભીક્ષાવ્રતી કર-કેમકે તુ તારૂ ઘર નથી સુધારી શકયો તેમ તારૂ ગામ સુધારી શકયો નથી- તેમ જ્ઞાતી સુધારી શકયો નથી ને એકદમ આવા કષ્ટો વેઠી

દેશ સેવાની સુધારણામાં અહીં જાત્રા કરવા આવ્યો છું માટે તને મોક્ષ તો નહી મળે કાંતો માફી માંગી નરકે જા કાંતો જેલના દંડ વેઠી સ્વર્ગે જા ને તું બનતા સુધી તારા ઘરનું સુખ નહીં ભોગવતાં અત્રેથી પાછો જઇ ભીખારી બનવાને પુરો વીચાર કરી જો કે પ્રથમ તારે સહરહુ વીષે શું કરવું જોઇએ તો તેવા અનેક તરેહના વીચારો કરી જોવાથી આંસુજ પાડવાનો મારગ જડયો જેથી હુ આપ ભાઇઓનો તેમ જ્ઞાતીનો તાબેદાર સેવક રહી ભીક્ષા વૃતી કરવા આપની પાસે આવ્યો છુ કે જેથી એ ભીક્ષાથી આપના ગરીબમાં ગરીબ ભાઇઓના પણ છોકરા સહેલથી ભણી શકે, તેમ ધર્મશાસ્ત્રમાં કેળ વાઈ શકે અને આખરે આગળ પાયાપર આપ સો ભાઈઓની મહેરબાની થાય તો મફત પણ કેળવણી લેઈ શકશે. ને તેમાંથી આપણી જ્ઞાતીના ચરોતરના ભાઇઓ ૧ વીઠલભાઈ તથા ૨ વલભભાઇ તથા ૩ ગોપાળદાસ તથા ૪ હરીભાઈ તેમ ૫ કાસીભાઈ જેવા હીરા નીકળી શકે. ચરોતરના ભાઇઓ કરતાં ભચ્ચ જીલ્લાના ભાઈઓ શું પછાત પછાત પડવા માંગો છો અરે ભાઇઓ આવા વીચારોમાં શામેલ રહેવાથી એવા અનેક હીરાઓ ઉત્પન્ન થશે અને એવા અનેક હીરા નીકળવાથીજ આપો આપ સ્વરાજ

થશે. માટે હે ભાઇઓ કોઇ આ સંસ્થામાં ફી ભરી મેંમ્બર થઇ અમારી બહાર પડતી ચોપડીઓ ખરીદ કરી હો. તમોને આવો ગરીબમાં ગરીબ ભીખારી દાન કરવાને લાગતો હોય ત્યાં તે કરો ને કરાવો અને ભાઇઓ આ ભીખારી વીશે કોઈ જાતનો વહેમ હોય કે લાગતો હોય તો તે ભલે શાંન્તીથી ખુલાસો કરસો અને આવા ભીખારીની વારે ચડીએ પરીક્ષા કરશો એવી આશા છે.

૪ માટે હે ભાઇઓ જ્ઞાતીની સેવા કરવા ચાહતા હોય તેમ તેમની ઉનતીને ચઢતી કરવાને ધારતા હોય તેમ તેમનું કલ્યાણ કરવા ઇચ્છતા હોય અને એથી પુણ્ય છે એમ સમજતા હોય વળી સ્વરાજ નજીક લાવવા તેમ ગાંધી મહાત્માના વેણને માનતા હોય અને એવા ઘણા નેતાઓને દુઃખોના બંધનમાંથી મુકત કરવા આશા રાખતા હોય તો તૈયાર થાઓ આ આત્મા તમારી મદદમાં અર્પણ છે અરે ભાઇઓ પાટીદાર જ્ઞાતીમાં ઉંચ કોણ ને નીચ કોણ નીચ પણ કેળવણીના અભાવે આપણેજ કર્યો છે. આપણા આગેવાન ભાઇઓ વાડા બાંધી બેઠા પણ તેમના ચળવવામાં મને તો ઘણીજ ભુલો લાગે છે. અને આખરે વાડામાં તો પાડા જેવી બકરીથી પણ હીણી

નજરો જેવી નીપજ નીપજવા માંડે છે. માટે હે ભાઈઓ એકડા બગડા જવાદો અને ખોટી રીતના દંડ કરી તેમ તમારા ભાઈઓનું અપમાન કરતા તેમ દ્વેષ ભાવ રાખી લડવા વડવાનું પણ જવાદો એ વશની વૃદ્ધી નહીં પણ નાસ્તીનાં ચીન્હ છે અને તે દેખીતીજ નાસ્તી થાય છેજ.

૫ માટે હે ભાઈઓ કેળવણી આપો ને અપાવો તેમાં મદદ કરો ને કરાવો અને જેથી બ્રહ્મચર્ય પળી મોટી ઉમ્મરે કેળવેલાં, કેળવેલાં છોકરાંનું જોડે જોડુ લગ્ન કરો ને સોધો. અરે હે ભાઈઓ મારો વીચાર તો એટલા સુધી છે કે તમારા સૌ ભાઈઓની આ ભીક્ષાવ્રત્તી મારા પર પ્રેમને મેહેરબાની હોય ને થાય તો સુરતની પેઠે ભરૂચમાં પણ વનીતા વીશ્રામ કહાવવું જોઈએ. આપણું ભરૂચું શું નીમાંલ્ય ને ભીખારી છે કે તેમ ના બને. અરે ભાઈઓ ને બહેનો તેમ વીધવાઓ આવી પુન કરવાની ને મોક્ષ મેળવવાની તક કેમ ખોસો મોક્ષથી અનેક કર્મ ને પાપ નાશ થઈ જસેજ. માટે આવા ગરીબ ભીખારીને તમે ભુખ્યો રાખશો ? આવો વખત નહીજ ખોસો એમ જાણી યાચવા-માગવા આવ્યો છું તમો સૌ ધારસો તો તેમ થશે અને તેમ કરવાર [illegible] પુન

દાન ને મોક્ષનો મારગ સમાયેલો છે અને તે સાધુ બ્રાહ્મણુ તેમ અનેક જાત્રાઓ કરતાં પણ વીશેષ પુન દાન કરી મોક્ષનો મારગ આથી લેવાનો છે તો ભાઇઓ બેહનો અને વીધવાઓ ચેતો ને ચેતાવો એમ થવાથીજ છોકરાઓ તેમ છોકરીઓ કેળવાય તેમનાં જોડે જોડાં બંધાશે ને તેમના ભવીષ્ય સુધારી સારો રસ્તો પકડી સુખ ભોગવશે આવો અમુલ્ય અવસર ચુકશો કે ચુકાવા દેશો નહી. હું તો તમારો દાસ સેવક રહિ તમારો ભીખારી બનવા આવ્યો છું અને તમારી આપેલી ભીખનો તમારે હીસાબ ખોળ વાનો છે છતાં તમારા બાળક હરીંદ્રને લઇ તમો નહી ખોળશો તો તે આ આત્મા મને લાગે છે કે બેરવ્યાજબી ઉપયોગ કદીજ નહી કરે ને કરશે તો તે તમારો તેમ પરમેશ્વરનો ચોર બની ઠાકોરના જુવાબદાર રહેશે. વળી આમાં થયેલા મેબરોએ નીચે મુજબની ચરી પાળી-લાયકી આણવીજ જોઇએ

૧ જેમ બને તેમ બનતા સુધી પોતે પોતાના ગામના કે ઘરના અગર તો પોતાના તલુકાના અ ગરતો પોતાના જીલ્લાના અગરતો પોતાની ભારત માતાના દેશના બનેલા સુતરના ખાદીનાં કપડાં પહે રવાં જોઇએજ.

૨ પોતાના ગામમાં કોઈ પણ પ્રસંગે જન્મ મરણ કે લગ્ન અગરતો ગમે તે સુખ દુઃખની વખતે બાધા રાખડી કે અટક પ્રસંગે પોતાની શક્તિ પ્રમાણે મરજી પ્રમાણે ઓછામાં ઓછા દસ અગર પાંચ રૂપીઆ અથવા કોઇ ગરીબ હોય તો રૂા. ૧) ઉપરાંત ગમે તેટલી રકમ સુધી વીદયાદાનનુ પુન કરી શકે નહી તો તેવા કનીષ્ટ અને સુમ માણસને ત્યાં જમવા જવુ નહી અગર બની શકે તો તેવા માણસ સાથે કોઇ જાતનો વહેવાર કરવો કે રાખવો નહી જે માણસ દાન કે પુન કરી શકતો નથી તેવાને ઘેર જમવા જવું મહા પાપ છે.

૩ પોતે પોતાના ગામમાંથી જેવા પ્રકારનુ દાન આપે તેવા પ્રકારનુ દાન લેઈ આપેલી રસીદમાં જમા કરી દાન કરનારને પોતાની અહીની રસીદ આપવી કે જેથી દાન કરેલાનો હીસાબ જડે ને તેનો જરાપણ ખોટો ઉપયોગ થાય નહી.

૫ જે છોકરાઓ મોકલવામાં અગર કોઇ પણ રીતની વ્યવસ્થા કરવામાં ગમ ન પડે તો ખુલાસા વાર હમારા તરફ અરજ કરવી. અને જે ફંડના નાણાં આવશે તે ફંડનાંથી દર મહીને વીસી ખરચમાં ફાળા મુજબ મદદ આપશું એવું વધારે ફંડ ભેગુ

થશે તો વખતે તેમાં છોકરાં મફત કેળવણી લેઈ શકશે અને તેમાંથી પોતાનો રોજગાર ને સંસાર સારી રીતે ચલવી શકે તેવા ઘણાક હીરાઓ નીકળી પાટીદારનું કુળ દીપાવી ઉન્નતી તથા ચઢતી દશામાં આવી આપો આપ નીડર બની સ્વરાજ ભોગવી શકશે. આપનો સેવક આપના આગળ ઓચરવામાં થએલી ભુલ ચુક હોય તો તેની માફી માંગી આપનો ભીક્ષા વતી બેસી જવા રજા માગે છે માટે રજા આપશોજી સ્વરાજ વેહેલુ આણવું હોય ને છોકરાંને લાયક ને નીડર બનાવવા હોય તો મદદ કરશો ને કરાવશોજી.

વીલાયત તાલુકે વાગરા જીલ્લે ભરૂચના

લી૦ તાબેદાર સેવક,

માધવભાઈ મનોરભાઈ.

---

## ભારતોદય—કાર્યાલય.

ભરૂચ અને સુરત.

| | | |
|---|---|---|
| 'ભારતોદય' | સાપ્તાહીક પત્ર | વિભાગ. |
| 'ભારતોદય' | ગ્રંથમાળા | વિભાગ. |
| 'ભારતોદય' | પ્રગતિ | વિભાગ. |

વ્યવસ્થાપકો,

જંબુસરીઆ ત્રીભોવનદાસ રણછોડદાસ
અને પટેલ માધવભાઈ મનોરભાઈ.

# સૈનિકને—

---

ઉઠો, જાગો, બોલાવે મા, નગારા યુદ્ધના વાગે,
આજે તોપ દુશ્મનની, કસોટી વીર! છે આજે.
ભભુકતા તોપના ગોળાની પહેરીશું અમે માળા;
અમે શસ્ત્રોના સાગરને અને અગ્નિ તણી જ્વાળા.
ઝીલીશું ને જીરવશું હા, અમારા દેહના કવચે;
અડગ અમ હાથને હૈયાં અમારા દેશની કરજે.
અમર અમ દેહને આત્મા, અમર અમ ધર્મને કીર્તિ;
અમર અમ માત ભારતને અમર અમ દેશની પ્રાપ્તિ.

આ ચોપડી સુરત બરાનપુરી ભાગોળપર આવેલા શ્રી " અભિનવ
વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં નરોત્તમદાસ હરકીશનદાસે છાપી, અને શ્રી જીવ
નદાસ રણછોડદાસ જંબુસરીઆએ પોતાના ભારતોદય કાર્યાલય
સુરત નાણાવટમાંથી પ્રગટ કરી